ચોથા ધોરણનો.

# મુખગણિત શિક્ષક.



૧૨ ગુણોત્તરની સંપૂર્ણ નોધ સાથે તમામ ગુણોત્તરનાં લેખાં ફક્ત ત્રણજ રીતથી ગણી શકાય એવી નવીન સરળ યુક્તિવાળો



રચનાર,

છગનલાલ મોતીરામ શાહ.

આસિ. માસ્તર, મ્યુ. સ્કુલ નં. ૧ લો.

ભાગાતળાવ—સુરત.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શા. મગનલાલ મોતીરામ.

શાહપોર-સુરત.

---

આવૃત્તિ ૧ લી, પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૦; સને ૧૯૧૪.

---

કિંમત રૂ. ૦-૨-૦

# પ્રસ્તાવના.



ગુજરાતી પ્રાથમિક શાળાના નવા ચોથા અને પાંચમા ધોરણમા સરકારી કેળવણી ખાતાએ લેખાને બદલે "મુખગણિત,, નો વિષય દાખલ કર્યો છે. ચોથા ધોરણમાં એ વિષયની હદ આ પ્રમાણે ઠરાવી છે-"નીચેનાં ગુણોત્તરોનો ઉપયોગ થાય એવા પ્રશ્નો, ૧૨, ૨૦, ૨૪, ૩૦, ૪૦, ૪૮, ૯૬, ૧૦૦, ૧૨૦ અને ૧૬૦ ,,

આ ઉપરથી જણાશે કે લેખામા ચોકસ હદ હતી તેમ મુખગણિતમાં નથી તે આવકારદાયક છે; કારણ ઉઘાડું છે. દાખલા તરીકે બાળકો ખાંડીના લેખા શીખીને ઝપાટાબંધ તેના કઠિન મનોયત્ન છોડવી શકે, પણ હિસાબના રૂપમાં સહેજ ફેર કરીને તેજ રીતે થતો કોઇ હિસાબ પૂછવામાં આવે, તો જુના ધોરણના લેખાંના શિક્ષણની સંકુચિત પદ્ધતિને લીધે તેમની વિશાળ દૃષ્ટિ થઇ શકતી ન હતી. જેમકે ૭ રૂપીએ ખાંડી તો ૩ મણનું શું ? આવો હિસાબ બાળકો ઝટ છોડવી શકે, પરંતુ ૭ રૂપીઆની ૨૦ અગર કુંડી ટોપી મળે તો ૩ ટોપીનું શું બેસે ? આમ પૂછવાથી ખાંડીના હિસાબ શીખ્યા છતાં સામાન્ય બાળકો સ્તબ્ધ બની જતા. આવી ખામી કેળવણી ખાતાના સર્વ નાના મોટા અધિકારીઓને સમજાઇ, તેનેજ પરિણામે નવા ધોરણમાં આ વિષયમાં વિશાળ શિક્ષણ પદ્ધતિ યોજી છે. હવે ૧૨ના ગુણોત્તરમાં પ્રથમ જેમ માણીનાજ હિસાબો શીખવવાની હદ બાંધી હતી તેવું સંકુચિતપણું રહ્યું નથી, પણ માણી

ઉપરાંત એજ ગુણોત્તરવાળા ગ્રોસ ને ડઝન, ડઝન ને નંગ, વર્ષ ને મહીનો, પેન ને આંગળ, ફુટ ને ઈંચ, તોલો ને માસો, પૌંડ ને ઔંસ (ટ્રોય) વગેરે તમામ હિસાબો શીખવી શકાશે. એજ પ્રમાણે બીજા ગુણોત્તરો વિષે સમજવું. · અલબત્ત .શિક્ષણ જ્યારે આમ વિશાળ પદ્ધતિવાળું થયું અથવા તો શિક્ષણની ગાડીની ધરડ બદલાઈ ત્યારે એ ગાડી હાકનાર શિક્ષકોએ આ નવીન ધરડની માહીતી મેળવવીજ જોઇએ, અમારી **આ પોથી એ નવી ધરડના ભોમીઆ રૂપ છે**

આ ચોપડીમાં ગુણોત્તર એટલે શું ? બે પરિમાણો વચ્ચે ગુણોત્તર કેવી રીતે કાઢવું, જુદાં જુદા ગુણોત્તરોને લગતા તમામ જાતનાં લેખા, કુંચીઓ શી રીતે કઢાવવી તે, તેમજ દરેક રીતનાં પુષ્કળ મનોયત્નો આપવામાં આવ્યાં છે. એટલુંજ નહિ પણ જુદી જુદી કુંચીઓ કઢાવવાની રીત **૧૨ ના ગુણોત્તરમાં સવિસ્તર સપૂર્ણ નોંધ** સાથે બતાવી છે, તે મુજબ બીજાં ગુણોત્તરની કઢાવવી. વળી પહેલા ગુણોત્તરમાં ઉદાહરણો છોડી બતાવ્યાં છે, તે મુજબ બીજા બધાં ગુણોત્તરોમાંનાં મનોયત્નો છોડવી શકાશે. એક ઉદાહરણ જુદી જુદી બે, ત્રણ, ચાર કે તેથી વધારે રીતે છોડવી બતાવ્યું છે તે મુજબ છોડાવવાનો પાકો મહાવરો કરાવવાથી કઈ સહેલી રીતથી ઉદાહરણ છૂટશે તે તેના સ્વરૂપ ઉપરથી બાળકો તરત સમજી શકશે અને તેથી તેમની બુદ્ધિ ખીલશે.

આ પુસ્તકમાં **તમામ ગુણોત્તરોનાં લેખાં ફક્ત ત્રણજ રીતથી ગણી શકાય એવી નવીન સરળ યુક્તિ** આપી છે, તેનો પાકો મહાવરો કરાવવાથી દરેક ગુણોત્તરોની કુંચીઓ યાદ રખાવવાની ઝાઝી જરૂર રહેશે નહિ.

ચોથા ધોરણમાં શીખવવાના દશ ગુણોત્તરો કયે ક્રમે શીખવવાથી કુંચીઓ ઉપજાવવામાં અને સ્મરણમાં રાખવામાં બાળકોને લાભકારી થઈ પડે તેનો પુરતો વિચાર કરી અમે ગુણોત્તરોનો ક્રમ નીચે પ્રમાણે રાખી તેના ત્રણ જથા પાડયા છે:—૧૨, ૨૪, ૪૮ ને ૯૬; ૨૦, ૪૦ ને ૧૦૦, ૩૦, ૧૨૦ અને ૩૬૦. આવા ક્રમ પ્રમાણે શીખવવાથી દરેક જથાનું પહેલું ગુણોત્તર શીખ્યા પછી બાકીના ગુણોત્તરો તેની અમુક પૂર્ણ ગણાઇ હોવાથી તેમની કુચીઓ ઉપજાવવામાં, તેમજ શીખ્યા પછી પરસ્પર સંબંધ જણાયાથી ધારણ કરેલા સંસ્કારોનો તાત્કાલિક ઉદ્દબોધ થવામાં સરળતા થઇ શકશે.

ગણિતમાં જેમ પાશ્ચાત્ય દેશોમા એકમ પદ્ધતિનો ઉપયોગ સામાન્ય થઇ ગયો છે, તેમ હવે આપણી શાળાઓમા મુખગણિતમાં એ પદ્ધતિ વધારે વપરાશમાં આવી શકશે કારણ કે ભારેના એકમ ઉપરથી હલકાના એકમની કુંચી કઢાવીને પછીજ હલકા એકમની હરકોઈ ગણાઈની કિંમત માગી હોય તેની કાઢવી ઠીક થઇ પડે છે, માટે અમે એ પદ્ધતિનોજ આ બુકમાં ઉપયોગ કીધો છે

અમુક ગુણોત્તરમાં અમુક જાતનાંજ લેખાંની હદ બાંધી દેવી, એ પણ એક સંકુચિતપણું છે. દાખલા તરીકે ૧૨ નું ગુણોત્તર લઇએ જે જે ભારે અને હલકા એકમો વચ્ચે એ ગુણોત્તર હોય તેનાજ હિસાબો શીખવવા એટલુંજ બસ નથી. પણ શેર, મણ, કળશી, ખાંડી, ગાલ્લી, બેડીઉ, ભાર, વગેરે દરેક જાતનાં લેખાં આવી શકે, અલબત્ત તેમાં ગુણોત્તર તો ૧૨નુંજ હોવું જોઇએ. જેમકે ૬ રૂપીએ ગાલ્લી તો ૨॥ મણનુ શું ? આમાં ગાલ્લી ને ૨॥ મણ વચ્ચે ૧૨નું ગુણોત્તર છે.

માટે ૧૨ના ગુણોત્તરમાં આવા હિસાબોનો સમાસ પણ થઇ શકે. જો કે ૩૦ નું ગુણોત્તર શીખવાથી પણ આવો હિસાબ થઇ શકે છતાં એક એક ગુણોત્તરનો જેમ બને તેમ વિશાળ ઉપયોગ કીધો હોય તો ઘણે પ્રસંગે વધારે સરળતા થાય છે, એટલુંજ નહિ પરંતુ સંકુચિત દૃષ્ટિનો સર્વથા ત્યાગ થાય છે, એવું સમજીને અમે ૧૨ના ગુણોત્તરમાં એવી જાતનાં ઘણાં ઉદાહરણો આપ્યાં છે. તેજ મુજબ બીજા ગુણોત્તરો માટે પણ સમજવું.

અમુક બે ગુણોત્તરો શીખ્યા બાદ તેને જોડી દેવાથી નીપજતા ગુણોત્તરોથી થતા હિસાબોની કુંચીઓ પણ સમજાવી છે, માટે તેવા હિસાબો પણ શીખવવા.

કુંચીઓ સૂચક પદ્ધતિએ કઢાવ્યાં ઉપરાંત ભારે ઉપરથી હલકા એકમની કિંમત આંકની મદદથી કાઢવાની સહેલી રીતો, જેટલા રૂપીઆ અથવા આનામાં ભારે એકમની કિંમત આપી હોય તેટલાજ આના કે ઉપઆનામાં કેટલું આવે તેની કુંચીઓ, વળી એથી ઉલટી કુંચીઓ, તેમજ રૂપીઆના ભાવ પરથી ભારે તથા હલકા પરિમાણની કિંમત કાઢવાની કુંચીઓ પણ આપી છે એટલુજ નહિ પણ જેમ બને તેમ એ વિષયના શિક્ષણમાં સરળતા લાવવાને ખાતર સૌથી અગત્યની વાત એ છે કે પૂર્ણાંક તથા દેશી અપૂર્ણાંકના સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર અને વર્ગના દાખલા સરળ રીતે ગણવાની યુક્તિ જાણવાથી મહેનત અને વખતનો બચાવ થાય છે, માટે તેવી રીતો તથા કોષ્ટકો પણ આપ્યાં છે ત્યાર પછી અર્થદર્શક હલકા પરિમાણનું ભારે પરિમાણ અથવા જેને નાણું કરવું કહેવામાં આવે છે, તેમાં બાળકો વારવાર ભૂલ કરે છે; માટે નાણું કરવાની સરળ રીતો પણ આપી છે. વળી ચારે જાતનાં પરિમાણોના ગુણોત્તરો યાને ભાગો બાળકોના

લક્ષમા હિસાબ પુછતાની સાથેજ રમી રહે, એવો મહાવરો થવાને માટે પુંકળ ગુણોત્તરોનાં મનોયત્નો આપ્યાં છે.

મનોયત્નના પુષ્કળ હિસાબ આપવામાં આવ્યા છે, પરંતુ એ હિસાબો વ્યવહારમા લાગુ પાડી શીખવવા ખાસ ભલામણ કરવામા આવે છે

છેવટે જણાવવાની રજા લઉ છુ કે મુખ્યગણિતનો વિષય જેમ સહેલો થાય, તેમ કરવાનો પ્રયત્ન કીધો છે, જેથી મને સંપૂર્ણ આશા છે કે મારા શિક્ષક બધુઓ અને વિદ્યાર્થી ભાઇઓને આ પુસ્તક ખાસ ઉપયોગી થઇ પડશે.

મારા જે જે સુજ્ઞ શિક્ષક બધુઓ તરફથી કિમતી સુચનાઓ મળી છે તેમનો ખરા અંત કરણપૂર્વક આભાર માનવાની તક લઉ છુ.

શિક્ષક બધુઓ પોતાના અનુભવવાળી સચના લખી મોકલી આભારી કરશે, એવી આશા રાખુ છુ.

સુરત
શાહપોર
તા. ૨૯-૩-૧૪

લિ સોક
છગનલાલ મોતીરામ શાહ.
આસિ માસ્તર, મ્યુ સ્કુલ ન ૧લો સુરત.



# પ્રકરણ ૧ લું.

## કોષ્ટકો.

### અર્થ દર્શક પરિમાણો.

#### ૧ દેશી નાણાનું.

૧૨ પાઈ=૧ આનો.
૧૬ ઉપઆના=૧ આનો.
૪ પૈસા=૧ આનો.
૫ સુરતી પૈસા=૧ આનો
૬। દોકડા=૧ આનો
૧૦૦ બદામ=૧ આનો.

---

૧૬ આના=૧ રૂપીઓ.
૧૦૦ દોકડા=૧ રૂપીઓ
૮૦ સુરતી પૈસા=૧ રૂપીઓ
૧૫ રૂપીઆ=૧ ગેણી

---

#### ૨. અંગ્રેજી નાણાનું.

૪ ફાર્થિંગ=૧ પેની.
૧૨ પેન્સ=૧ શિલિંગ.
૨ શિલિંગ=૧ ફ્લોરિન.
૨॥ શિલિંગ=અડધો ક્રાઉન
૫ શિલિંગ=૧ ક્રાઉન.
૨૦ શિલિંગ=૧ પૌંડ.
૪ ક્રાઉન=૧ પૌંડ.

### ભાર દર્શક પરિમાણો.

#### ૩ દેશી સાધારણ તોલનું.

૨॥ રૂપીઆભાર=૧ અધોળ
૪॥ જુના પૈસાભાર=૧ અધો[ળ
૪॥ ટાંક=૧ અધોળ
૨ અધોળ=૧ નવટાંક.
૨ નવટાંક=૧ પાશેર
૨ પાશેર=૧ અચ્છેર.
૨ અચ્છેર=૧ શેર.
૪૦ રૂપીઆભાર=૧ શેર.
૭૨ જુના પૈસાભાર=૧ શેર

---

૪૦ શેર=૧ મણ.
૧૨ મણ=૧ માણી.
૧૬ મણ=૧ કળશી.
૨૦ મણ=૧ ખાંડી.
૨૪ મણ=૧ ભાર.
૩૦ મણ=૧ ગાદ્શી.
૩૨ મણ=૧ બેડીઉં.
૪૦ મણ=૧ છોનો મુડો.
૧૦૦ મણ=૧ મોટો મુડો.

**૪. રૂ તથા કપાસ તોલવાનું**

૪૮ શેર=૧ ધડી.

૨૦ ધડી=૧ ભાર.

**૫. અંગ્રેજી સાધારણ તોલનું**

૧૬ દ્રામ=૧ ઔંસ.

૧૬ ઔંસ=૧ પૌંડ

૨૮ પૌંડ=૧ કવાર્ટર.

૪ કવાર્ટર=૧ હંડ્રવેટ.

૨૦ હંડ્રવેટ=૧ ટન.

આ તોલને એવાર્ડુપોઇઝ વજન કહે છે.

**૬ દવા તોલવાનું.(અંગ્રેજી)**

૨૦ ગ્રેન=૧ સ્ક્રુપલ

૩ સ્ક્રુપલ=૧ દ્રામ

૮ દ્રામ=૧ ઔંસ

૧૨ ઔંસ=૧ પૌંડ.

આ તોલને એપોથીકરી વજન કહે છે.

**૭ સોનું રૂપું તોલવાનું (દેશી)**

૬ ચોખાભાર=૧ રતી.

૩ રતી=૧ વાલ

૧૬ વાલ=૧ ગદિઆણો.

૨ ગદિઆણા=૧ તોલો.

૩૨ વાલ=૧ તોલો.

**૮ દક્ષિણમાં ચાલતું.**

૮ રતી=૧ માસો.

૧૨ માસા=૧ તોલો.

**૯ સોનું, રૂપું, જવાહીર તોલવાનું (અંગ્રેજી)**

૨૪ ગ્રેન=૧ પેનીવેટ.

૨૦ પેનીવેટ=૧ ઔંસ.

૧૨ ઔંસ=૧ પૌંડ

આ તોલને ટ્રોય વજન કહેછે

**૧૦. મોતી તોલવાનું. (દેશી)**

૧૬ આના=૧ રતી.

૨૪ રતી=૧ ટાંક.

**૧૧ અનાજ ભરવાનું મુંબઈનું.**

૨ નવટાંક=૧ પાશેર.

૨ પાશેર=૧ ટીપરી.

૨ ટીપરી=૧ શેર.

૪ શેર=૧ પાયલી.

૧૬ પાયલી=૧ ફરો.

૮ ફરા=૧ ખાંડી

૨૫ ફરા=૧ મુડો.

**૧૨ ગણત્રીનું કોષ્ટક.**

૧૨ નંગ=૧ ડઝન.

૧૨ ડઝન=૧ ગ્રોસ.

૨૦ નંગ=૧ કોડી. (કુંડી)

૧૦૦ નંગ=૧ સેંકડો.

૧૦ સેંકડા=૧ હજાર.

### ૧૩ કાગળ ગણવાનું.

૨૪ તાવ(કાગળ)=૧ ધા.

૨૦ ધા=૧ રીમ.

૧૦ રીમં=૧ ગાસડી.

## મહત્વ દર્શક પરિમાણો.

### ૧૪. કપડાં ભરવાનું.

૨ આંગળ=૧ તસુ (ઈચ)

૧૨ તસુ=૧ ફુટ.

૨ ફુટ=૧ ગજ.

૨૪ તસુ=૧ ગજ.

૩ ફુટ=૧ વાર.

૩૬ તસુ=૧ વાર

૨૦ તસુ=૧ હાથ.

---

### ૧૫ અંતર માપવાનું (દેશી).

૮ ઉભા જવ=૧ આંગળ

૪ આગળ=૧ મુઠ્ઠી.

૩ મુઠ્ઠી=૧ વેત.

૨ વેંત=૧ હાથ.

---

### ૧૬ અંતર માપવાનું. (અંગ્રેજી).

૧૨ ઈચ=૧ ફુટ

૩ ફુટ=૧ યાર્ડ.

પાા યાર્ડ=૧ પોલ

૪૦ પોલ=૧ ફર્લાંગ

૮ ફર્લાંગ=૧ માઇલ.

૩ માઇલ=૧ લીગ.

### ૧૭ દેશી ચોરસ માપ.

૨૦ કાઠી=૧ વસો.

૨૦ વસા=૧ વીઘું.

---

### ૧૮. અંગ્રેજી ચોરસ માપ.

૧૪૪ ચોરસ ઈચ=૧ ચો. ફુટ.

૯ ચો ફુટ=૧ ચો યાર્ડ.

૩૦। ચો. યાર્ડ=૧ ચો. પોલ(પચં)

૪૦ પોલ=૧ રૂડ.

૪ રૂડ=૧ એકર.

---

### ૧૯) જમીનની લંબાઈ માપવાનું. (અંગ્રેજી.)

૧૬ આના=૩૩ ફુટ=૧ ગુંઠો.

---

### ૨૦) વખત જાણવાનું કોષ્ટક.

૨૪ કલાક=૧ દિવસ.

૬૦ ઘડી=૧ દિવસ.

૮ પહોર=૧ દિવસ.

૩૦ દિવસ=૧ મહીનો.

૧૨ મહીના=૧ વર્ષ.

૩૬૦ દિવસ= ૧ વર્ષ.

---

## ધાતો.

### ૧) બદામની ધાત.

૫ બદામ ૦। સુરતી પૈસા
૧૦ બદામ ૦॥ ,,
૧૫ ,, ૦॥। ,,
૨૦ ,, ૧ ,,
૨૫ ,, ૧। ,,

---

૬। બદામ=૦॥। પાઈ=૧ ઉપ આનો
૧૨ ,,=૧॥ ,, =૨ ,,
૧૮॥। ,,=૨। ,, =૩ ,,
૨૫ ,, = ૩ ,, =૪ ,,

---

૧૬ બદામ ૧ દોકડો.
૨૦ બદામ ૧ સુરતી પૈસો.
૨૫ બદામ ૧ પૈસો.

---

૨૫ બદામ રૂ. ૦)૦।
૫૦ ,, રૂ. ૦)૦॥
૭૫ ,, રૂ. ૦)૦॥।
૧૦૦ ,, રૂ. ૦)-

**આ પ્રમાણે દોકડાના રૂપી આ અને નંગના સેંકડા થાય.**

### ૨) ઉપઆનાની ધાત.

૧ ઉપઆનાની ૦॥। પાઈ
૨ ,, ૧॥ પાઈ
૩ ,, ૨। પાઈ
૪ ,, ૩ ,,
૮ ,, રૂ. ૦)૦॥
૧૨ ,, રૂ ૦)૦॥।
૧૬ ,, રૂ ૦)-

### ૩) માણીની ધાત.

૧ માણીના મણ ૧૨
૦॥। માણીના મણ ૯
૦॥ માણીના મણ ૬
૦। માણીના મણ ૩

**એ મુજબ આના, ડઝન, ગ્રોસ, વર્ષ, વેંત, ફુટ, તોલા અને ટ્રોય પૌંડની ધાતો છોકરાઓ પાસે ઉપજાવવી.**

### ૪) કળશીની ધાત.

૧ કળશીના મણ ૧૬
૦॥। કળશીના મણ ૧૨
૦॥ કળશીના મણ ૮
૦। કળશીના મણ ૪

**એ મુજબ શેર, મણ, ફરા, ગદિઆણો, ઔંસ, પૌંડ, (એવડુ), અને ગુંઠાની ઉપજાવવી.**

**૫) ખાંડની ધાત.**

૧ ખંડના મણ ૨૦
ાાા ખાંડીના મણ ૧૫
ાા ખંડીના મણ ૧૦
ા ખાંડીના મણ ૫

**એ મુજબ, વીંઘા, વસા, કોડી, રીમ, ભાર, (રૂનો) ને ટનની ઉપજાવવી.**

**૬) ભારની ધાત.**

૧ ભારના મણ ૨૪
ાાા ભારના મણ ૧૮
ાા ભારના મણ ૯
ા ભારના મણ ૬

**એ મુજબ ગજ, ઘા, ટાંક, પેનીવેટ, લીંગ અને હાથની ઉપજાવવી.**

**૭) ગાલ્લીની ધાત**

૧ ગાલ્લીના મણ ૩૦
ાાા ગાલ્લીના મણ ૨૨ાા
ાા ગાલ્લીના મણ ૧૫
ા ગાલ્લીના મણ ૭ાા

**એ મુજબ મહીનાની.**

**૮) બેડીઆની ધાત**

૧ બેડીઆના મણ ૩૨
ાાા બેડીઆના મણ ૨૪
ાા બેડીઆના મણ ૧૬
ા બેડીઆના મણ ૮

**એ મુજબ તોલાની.**

**૯) વારની ધાત**

૧ વારના ફુટ ૩
ાાા વારના ફુટ ૨ા
ાા વારનો ફુટ ૧ા
ા વારનો ફુટ ાાા

**૧૦) હજારની ધાત**

૧ હજારના નગ ૧૦૦૦
ાાા હજારના નગ. ૭૫૦
ાા હજારના નગ. ૫૦૦
ા હજારના નગ. ૨૫૦

**૧૧) દોકડાની ધાત.**

૬ા દોકડા રૂા ૦)-
૧૨ાા ,, રૂા ૦)=
૧૮ાાા ,, રૂા. ૦)≡
૨૫ ,, રૂા. ૦ા
૩૧ા ,, રૂા ૦ા-
૩૭ાા ,, રૂા ૦ા=
૪૩ાાા ,, રૂા ૦ા≡
૫૦ ,, રૂા ૦ાા
૫૬ા ,, રૂા. ૦ાા-
૬૨ાા ,, રૂા. ૦ાા=
૬૮ાાા ,, રૂા ૦ાા≡
૭૫ ,, રૂા ૦ાાા
૮૧ા ,, રૂા. ૦ાાા-
૮૭ાા ,, રૂા. ૦ાાા=

| | | |
|---|---|---|
| ૯૩ાા દોકડાના | રૂ. | ૦ાાાઌ |
| ૧૦૦ | ,, | રૂ. ૧) |
| ૨૦૦ | ,, | રૂ. ૨) |
| ૩૦૦ | ,, | રૂ. ૩) |
| ૪૦૦ | ,, | રૂ. ૪) |
| ૫૦૦ | ,, | રૂ. ૫) |
| ૬૦૦ | ,, | રૂ ૬) |
| ૭૦૦ | ,, | રૂ ૭) |
| ૮૦૦ | ,, | રૂ ૮) |
| ૯૦૦ | ,, | રૂ ૯) |
| ૧૦૦૦ | ,, | રૂ ૧૦) |

## ૧૨) આનાની ધાત.

| | | |
|---|---|---|
| ૪ આનાનો | રૂ. | ૦ાં |
| ૮ | ,, | રૂ. ૦ાા |
| ૧૨ | ,, | રૂ. ૦ાાા |
| ૧૬ | ,, | રૂ ૧) |
| ૨૦ | ,, | રૂ ૧ા |
| ૨૪ | , | રૂ ૧ાા |
| ૨૮ | ,, | રૂ ૧ાાા |
| ૩૨ | ,, | રૂ. ૨) |
| ૩૬ | ,, | રૂ. ૨ા |
| ૪૦ | ,, | રૂ. ૨ાા |
| ૪૪ | ,, | રૂ. ૨ાાા |
| ૪૮ | ,, | રૂ. ૩) |
| ૫૨ | ,, | રૂ. ૩ા |
| ૫૬ | ,, | રૂ. ૩ાા |
| ૬૦ | ,, | રૂ. ૩ાાા |
| ૬૪ | ,, | રૂ. ૪) |
| ૬૮ | ,, | રૂ ૪ા |
| ૭૨ | ,, | રૂ ૪ાા |
| ૭૬ | ,, | રૂ ૪ાાા |
| ૮૦ | ,, | રૂ ૫) |
| ૮૪ | ,, | રૂ ૫ા |
| ૮૮ | ,, | રૂ ૫ાા |
| ૯૨ | ,, | રૂ ૫ાાા |
| ૯૬ | , | રૂ ૬) |
| ૧૦૦ | ,, | રૂ ૬ા |
| ૨૦૦ | ,, | રૂ ૧૨ાા |
| ૩૦૦ | , | રૂ.૧૮ાાા |
| ૪૦૦ | ,, | રૂ ૨૫) |
| ૫૦૦ | ,, | રૂ ૩૧ા |
| ૬૦૦ | ,, | રૂ ૩૭ાા |
| ૭૦૦ | ,, | રૂ ૪૩ાાા |
| ૮૦૦ | ,, | રૂ ૫૦ |
| ૯૦૦ | ,, | રૂ.૫૬ા |
| ૧૦૦૦ | ,, | રૂ ૬૨ાા |

**આ ધાતો મુજબ ઉપઉપ-આના, ઉપઆના, વીસવાસી, બદામ, વાલ અને મણની ધાતો છોકરાઓ પાસે ઉપજાવવી.**

૧૬ આના=૧ રૂપીઓ.
૧૬ ઉપઉપઆના=૧ ઉપઆનો
૧૬ ઉપઆના=૧ આનો
૧૬ કાંચીપાઇ=૧ પાઇ.
૧૬ વીસવસી=૧ બદામ
૧૬ બદામ=૧ દોકડો
૧૬ વાલ=૧ ગદિઆણો
૧૬ મણ=૧ માણી

## ધાતો સવળી તથા અવળી શીખવવી.

**૧૩) સાડાસાતનો પા**

| | | |
|---|---|---|
| ૭॥ | નો | ૦। |
| ૧૫ | નો | ૦॥ |
| ૨૨॥ | નો | ૦॥। |
| ૩૦ | નો | ૧ |
| ૩૭॥ | નો | ૧। |
| ૪૫ | નો | ૧॥ |
| ૫૨॥ | ના | ૧॥। |
| ૬૦ | ના | ૨ |
| ૬૭॥ | ના | ૨। |
| ૭૫ | ના | ૨॥ |
| ૮૨॥ | ના | ૨॥। |
| ૯૦ | ના | ૩ |
| ૯૭॥ | ના | ૩। |
| ૧૦૫ | ના | ૩॥ |
| ૧૧૨॥ | ના | ૩॥। |
| ૧૨૦ | ના | ૪ |
| ૧૨૭। | ના | ૪। |
| ૧૩૫ | ના | ૪॥ |
| ૧૪૨॥ | ના | ૪॥। |
| ૧૫૦ | ના | ૫ |

આ આંક મણની ગાલ્લી તથા દિવસના મહીના કરવામાં અને વ્યાજના હિસાબમાં ખાસ ઉપયોગી છે.

૧૪) ૧૬×૧=થી ૧૬×૨૦= સુધી મોઢે કરવાથી આનાના રૂપીઆ, ઉપઆનાના આના, વીસવાસીની બદામ; બદામના દોકડા, અધોળના શેર, અઢી-શેરના મણ, પાયલીના ફરા; દ્રામના ઔંસ, વાલના ગદિઆ-ણા; મણની કળશી, ઔંસના પૌંડ અને ચોરસ આનાના ગુંઠા કરવા સુગમ પડશે.

ઉદાહરણ-૧૪૪ આના, ઉપઉપઆના, ઉપઆના, વીસ-વાસી, બદામ, વાલ અને મણ-ના; રૂપીઆ, ઉપઆના, આના, બદામ, દોકડા, ગદિઆણા ને કળશી કેટલી ?

૧૪૪મા ૧૬ નવવાર છે. માટે ૯ રૂપીઆ, ૯પઆના, અના, બદામ, દોકડા, ગદિઆણા ને કળશી જવાબ.

૧૫) ૧૨×૧ થી ૧૨×૨૦ = સુધી મોઢે કરવાથી પાઈના આના, નગના ડઝન, ડઝનના ગ્રોસ; મણની માણી, મહીનાના વર્ષ, આંગળના વેંત, ઇંચના ફુટ, માસાના તોલા અને ઔંસ ટ્રોયના પૌંડ કરવા સુગમ પડશે.

ઉદાહરણ—૧૪૪ પાઈ, નંગ, ડઝન, મણ, મહીના, આંગળ, ઇંચ, માસા, અને ઔંસ ટ્રોયના; આના, ડઝન, ગ્રોસ, માણી, વર્ષ, વેંત, ફુટ, તોલા અને પૌંડ ટ્રોય કેટલા?

૧૪૪મા ૧૨ બારવાર છે માટે ૧૨ આના, ડઝન, ગ્રોસ, માણી, વર્ષ, વેંત, ફુટ, તોલા અને ટ્રોય પૌંડ જવાબ.

---

## રૂપીઆભારના અઘોળ કરવાની સહેલી રીત.

૧ા રૂપીઆભારને ાા અઘોળ થાય છે. માટે જે રૂપીઆભાર સવાયાંના આકમા આવે તેના અઘોળા થઇ શકે રૂપીઆભારમા જેટલી વખત સવા હોય તેના અર્ધા કરવાથી અઘોળ થાય તેજ મુજબ શેરની અઢીશેરી એ થાય

ઉદાહરણ—૨૭ાા રૂપીઆભારના અઘોળા કેટલા? ૨૭ા–૧ા= ૨૨) ૨૨÷૨=૧૧ અઘોળ

## ૧૭) સુરતી પૈસાની ઘાત.

| | | |
|---|---|---|
| ૧ા સુરતી પૈસાનો | રૂા. | ૦)૦ા |
| ૨ા | ,, રૂા. | ૦)૦ાા |
| ૩ાા | ,, રૂા | ૦)૦ાાા |
| ૫ | ,, રૂા | ૦)- |
| ૧૦ | ,, રૂા. | ૦)= |
| ૧૫ | ,, રૂા | ૦)≡ |
| ૨૦ | ,, રૂા. | ૦ા |
| ૨૫ | ,, રૂા. | ૦ા- |
| ૩૦ | ,, રૂા. | ૦ા= |
| ૩૫ | ,, રૂા. | ૦ા≡ |
| ૪૦ | ,, રૂા. | ૦ાા |
| ૪૫ | ,, રૂા. | ૦ાા- |

| | | |
|---|---|---|
| ૫૦ | પૈસાના | રૂ. ૦॥= |
| ૫૫ | ,, | રૂ ૦॥≡ |
| ૬૦ | ,, | રૂ. ૦॥। |
| ૬૫ | ,, | રૂ. ૦॥.- |
| ૭૦ | ,, | રૂ. ૦।॥= |
| ૭૫ | ,, | રૂ ૦॥≡ |
| ૮૦ | ,, | રૂ ૧) |
| ૮૫ | ,, | રૂ ૧)- |
| ૯૦ | ,, | રૂ ૧)= |
| ૯૫ | ,, | રૂ ૧)≡ |
| ૧૦૦ | ,, | રૂ ૧। |
| ૨૦૦ | ,, | રૂ. ૨। |
| ૩૦૦ | ,, | રૂ ૩॥ |
| ૪૦૦ | ,, | રૂ ૫) |
| ૫૦૦ | ,, | રૂ ૬। |
| ૬૦૦ | ,, | રૂ. ૭॥ |
| ૭૦૦ | ,, | રૂ ૮॥ |
| ૮૦૦ | ,, | રૂ. ૧૦) |
| ૯૦૦ | ,, | રૂ. ૧૧। |
| ૧૦૦૦ | ,, | રૂ. ૧૨॥ |

## સુરતી પૈસાનું નાણાનું કરવાની રીત

પૈસાનો જમણી તરફનો એટલે એકમનો અંક કાપી નાખવો. બાકી રહેલા દશકને બે એ ગુણવાથી આના આવશે અને કાપેલા એકમ જેટલા સુરતી પૈસા બેએ ગુણવાથી આના આવે તેનું કારણ એ છે કે દશ પૈસાના બે આના થાય છે, માટે દશક સુરતી પૈસાને બેએ ગુણવાથી આના આવે.

**ઉદાહરણ**—૧૪૫ સુરતી પૈસનું નાણું શું? ૧૪૫માંથી ૫ ચોકો કાપી નાખ્યો. બાકી ૧૪ દશક રહ્યા તેને બેએ ગુણવાથી ૨૮ આના આવ્યા. માટે ૨૮ આના ને ૫ પૈસા જવાબ એટલે ૨૮ આના=રૂ. ૧॥।- જવાબ

**મનોયત્ન ૧**

૧) નીચેના ઉપઉપઆના, ઉપઆના, વીસવાસી, બદામ, વાલ, મણ, અધોળ, અઢીશેરી, પાયલી દ્રામ, ઔંસ અને ચોરસ આનાની કિમત કહો.

૭૨, ૯૬, ૧૯૨, ૨૨૪, ૩૦૪

૨)૪૩॥ ૭૬।, ૧૨॥, ૬૭॥, ૮૦ રૂપીઆભારના અધોળા અને શેરની અઢીશેરી કરો.

૩)૪૨॥, ૫૫, ૯૭॥, ૧૪૬।, ૩૫૮, ૨૭૬, ૪૨૩, ૬૨૯, પાઉંભાર સુરતી પૈસાનુ નાણુ કહો.

૪) ૧૫, ૩૭, ૪૮, ૭૫, ૧૪।, ૨૫॥, ૩૭॥, નો વર્ગ કરો.

૫) ૦। રૂપીઆથી ૨॥ રૂપીઆ સુધીનો વર્ગ બોલો.

## પૂર્ણાંક તથા દેશી અપૂર્ણાંકના સરવાળા, બાદબાકી, ગુણાકાર ભાગાકર તથા વર્ગ કરવાની સહેલી રીતે.

૧) કોઇ રકમમાં ૧૦, ૨૦, ૩૦, વગેરે પુરા દશક ઉમેરવા અથવા બાદ કરવા હોય તો દશકમાં ૧, ૨, ૩, વગેરે ઉમેરવા અથવા બાદ કરવા. જેમકે ૭૨+૪૦=૧૧૨. ૭૨-૪૦=૩૨.

૨) કોઇ રકમમાં પુરા દશકથી વધારે ઉમેરવા અથવા બાદ કરવા હોય તો પહેલી રકમમાં પહેલા પુરા દશક ઉમેરવા અથવા બાદ કરવા અને પછી વધારાના ઉમેરવા અથવા બાદ કરવા. ૫૨+૨૫=૫૨ ને, ૨૦=૭૨ ને ૫=૭૭. ૫૨-૨૫, ૫૨-૨૦=૩૨, તેમાંથી ૫ બાદ કર્યા તો ૨૭

૩) કોઇ રકમમા તેજ રકમ ઉમેરવી હોય તો દુ કરવા. જેમકે ૩૬+૩૬=૭૨. ૩૬×૨=૭૨.

૪) દેશી અપૂર્ણાંકમા દેશી અપૂર્ણાંક ઉમેરવા હોય તો પહેલી રકમમા પૂર્ણાંક ઉમેરવા પછી બીજી રકમની પાણો ઉમેરવી જેમકે ૧૩ાા+૪ાાા= ૧૩ાા+૪=૧૭ાા. ૧૭ાા+૦ાાા=૧૮ાા

૫) કોઇ રકમને ૧૦, ૧૦૦, ૧૦૦૦એ ગુણવા હોય તો તે રકમ પર એક, બે, ત્રણ મીડાં ચઢાવવાં જેમકે ૫×૧૦ =૫૦. ૫×૧૦૦=૫૦૦. ૫×૧૦૦૦=૫૦૦૦.

૬) કોઇ રકમને ૨૦, ૩૦, ૪૦ વગેરેએ ગુણવા હોય તો તે રકમને ૨, ૩, ૪એ ગુણી મીડુ ચઢાવવુ પણ ૨૦૦, ૩૦૦, ૪૦૦ વગેરેએ ગુણવા હોય તો બે મીડાં ચઢાવવાં.

૭) કોઈ રકમને દશે ગુણવા હોય ને તે રકમ પૂર્ણાંક હોય તો તે ઉપર મીડું ચઢાવવુ. પણ છેડે એક પાણ હોય તો ૨ાા, બે પાણ હોયતો ૫, ત્રણ પાણ હોય તો ૭ાા મૂકવા. જેમકે ૨૬ા, ૨૭ાા, ૭૮ાાાને ૧૦એ ગુણો. પહેલીમાં છેડે એક પાણ, બીજીમાં બે

પ૦૩૧



પાણુ અને ત્રીજીમાં ત્રણ પાણ છે માટે ૨૬૨॥, ૩૭૫, ૭૮૭॥.

૮) કોઇ રકમને ૨॥, ૫, ૭॥એ ગુણવા હોય તો. ૦।, ૦॥, ૦।।।એ ગુણવા એટલા દશક. કારણ કે ૨॥=૦। દશક, ૫=૦॥ દશક, ૭॥ =૦।।। દશક છે.

૯) કોઇ રકમને ૧૦૦એ ગુણવા હોય તો પૂર્ણાંક હોય તો તે ઉપર બે મીડાં ચટાવવાં. પણ છેડે એક પાણ હોય તો પાણને બદલે ૨૫, બે પાણને બદલે ૫૦ અને ત્રણ પાણને બદલે ૭૫ મુકવા.

૧૦) કોઇ રકમને ૨૫, ૫૦, ૭૫, ૧૨૫એ ગુણવાં હોય તો ૦।, ૦॥, ૦।।।, ૧।એ ગુણવા એટલા સેંકડા, કારણ કે ૨૫=૦। સો, ૫૦=૦॥ સો, ૭૫=૦।।। સો, ૧૨૫=૧। સો છે.

૧૧) કોઇ સખ્યાને ૦। એ ભાગવા હોય તો ૪એ ગુણવા, અને ૦॥એ ભાગવા હોય તો ૨ એ ગુણવા જેમકે ૩૭÷૦। તો ૩૭×૪=૧૪૮, ૩૭÷૦॥ તો ૩૭×૨=૭૪.

**૧૨) પૂર્ણાંક સંખ્યાના વર્ગ કરવાની સહેલી રીત.** ગુણકની રકમમા જે એકમ હોય તે ગુણ્યમાં મેળવી દઇને તે બંને રકમોનો ગુણાકાર કરવો; અને પછી તેમાં ગુણ્ય ને ગુણકના એકમનો ગુણાકાર ઉમેરવો. જેમકે

**૧૯નો વર્ગ કરો.**

| | | | |
|---|---|---|---|
| ૧૯ | ૯ | ૧૯ | ૧ |
| +૯ | ×૯ | +૧ | ×૧ |
| ૨૮ | ૮૧ | ૨૦ | ૧ |
| ×૧૦ | | ×૧૮ | |
| ૨૮૦ | | ૩૬૦ | |
| +૮૧ | | +૧ | |
| . | | . | |

**૧૩) પાણાવાળી સંખ્યાના વર્ગ કરવાની સહેલી રીત.**

ગુણકની રકમમાં જે પાણા હોય તે ગુણ્યમાં મેળવી દઇને તે બને રકમોનો ગુણાકાર કરવો; અને પછી તેમાં ગુણ્ય ને ગુણકની પાણાનો ગુણાકાર ઉમેરવો. જેમકે ૭। અને ૭॥નો વર્ગ કરો.

```
  ૭।     ૦।
 +૦।    ×૦।
 ----   ----
  ૭॥    ૦)-
 ×૭
 ----
  ૫૨॥
 +૦)-
 ------
 ૫૨॥-
```

```
  ૭॥     ૦॥
 +૦॥   × ૦॥
 ----   ----
  ૮     ૦)-
 ×૭॥
 ----
  ૬૦
 +૦)-
 ----
 ૬૦)-
```

રૂ ૦। નો વર્ગ રૂ. ૦)-
રૂ ૦॥ ,, રૂ. ૦।
રૂ. ૦।॥ ,, રૂ. ૦॥-
રૂ ૧ ,, રૂ. ૧
રૂ. ૧। ,, રૂ. ૧॥-
રૂ. ૧॥ ,, રૂ. ૨।
રૂ. ૧।॥ ,, રૂ. ૩)-
રૂ. ૨ ,, રૂ. ૪
રૂ ૨। ,, રૂ. ૫)-
રૂ. ૨॥ ,, રૂ. ૬।

**૧૪) પાણાના ગુણાકાર**

રૂ. ૦।×૦।=રૂ. ૦)-
રૂ. ૦॥×૦।=રૂ. ૦)=
રૂ. ૦।॥×૦।=રૂ. ૦)≡
રૂ. ૦।×૦॥=રૂ. ૦)=
રૂ. ૦॥×૦॥=રૂ ૦।
રૂ. ૦।॥×૦॥=રૂ, ૦।=
રૂ ૦।×૦।॥=રૂ, ૦)≡
રૂ. ૦॥×૦।॥=રૂ. ૦।=
રૂ. ૦।॥×૦।॥=રૂ. ૦॥-
રૂ ૦)૦।×૦।=રૂ. ૦)૦)-
રૂ. ૦)૦॥×૦।=રૂ. ૦)૦)=
રૂ. ૦)૦।॥×૦।=રૂ ૦)૦)≡
રૂ. ૦)૦।×૦॥=રૂ. ૦)૦)=
રૂ. ૦)૦॥×૦।=રૂ. ૦)૦।
રૂ. ૦)૦।॥×૦॥=રૂ. ૦)૦।=
રૂ. ૦)૦।×૦।॥=રૂ, ૦)૦)≡
રૂ. ૦)૦॥×૦॥=રૂ. ૦)૦।=
રૂ. ૦)૦।॥×૦।॥=રૂ. ૦)૦॥-

## પ્રકરણ ૨ જું.

# ગુણોત્તરની સમજ.



એક સખ્યા બીજી સખ્યાથી કેટલા ગણી છે અથવા બીજીનો કેટલામો ભાગ છે એ બતાવનારી ત્રીજી સખ્યાને તે બે સખ્યાનું ગુણોત્તર કહે છે જેમ ૨૪ એ ૬ થી ૪ ગણી છે, માટે ૨૪ અને ૬નુ ગુણોત્તર ૪, ૬ એ ૨૪નો $\frac{૧}{૪}$ ભાગ છે માટે ૬ અને ૨૪નુ ગુણોત્તર $\frac{૧}{૪}$ $\frac{૨}{૭}$ અને $\frac{૮}{૨૧}$ નુ

$$\text{ગુણોત્તર}\quad \frac{૨}{૭}-\frac{૮}{૨૧}=\frac{\overset{૧}{\cancel{૨}}}{૭}\times\frac{\overset{૩}{\cancel{૨૧}}}{\underset{૪}{\cancel{૮}}}=\frac{૩}{૪}\ \text{છે}$$

એકજ જાતની કોઇ બે સખ્યાઓનો મુકાબલો બે રીતે થઇ શકે

૧. એક સખ્યા બીજીથી કેટલી વત્તી અથવા ઓછી છે એમ કહીને

૨ એક સખ્યા બીજીથી કેટલા ગણી છે, અથવા બીજીનો કેટલામો ભાગ છે એમ કહીને

જેમ ૨૪ અને ૬ એ બે સંખ્યાઓ લીધી તો પહેલી રીતે ૨૪ એ ૬ થી ૧૮ વધારે છે અથવા ૬ એ ૨૪ થી ૧૮ ઓછી છે એમ કહેવાય, અને બીજી રીતે ૨૪ એ ૬થી ચાર ગણી છે અથવા ૬ એ ૨૪નો ૪થો ભાગ છે એમ કહેવાય પહેલી રીતમાં બે સખ્યાની બાદબાકી કરવી પડે છે, અને બીજી રીતમાં પહેલીને બીજીએ ભાગવી પડે છે. ગુણોત્તર કાઢવામાં આ બીજી રીતેજ મુકાબલો કરી શકાય છે એટલે ૨૪ એ ૬ થી ૪ ગણા છે અથવા ૬એ ૨૪નો ૪થો ભાગ છે એ યાદ રાખવું.

ગુણોત્તર હમેશાં બે એકજ જાતની સંખ્યાઓ વચ્ચે નીકળી શકે છે. જેમકે ૧૨ કેરી ૪ કેરીથી કેટલા ગણી છે એમ કહી શકાય પરતુ ૧૨ મણ ૪ કેરીથી કેટલા ગણા છે એમ કહેવાય નહિ

કોઇ બે સખ્યાનું ગુણોત્તર કાઢવાને પહેલી સંખ્યાને બીજી સંખ્યાએ ભાગવી પડે છે તે ઉપરથી સમજાય છે કે અપૂર્ણાંકના અશ અને છેદ વચ્ચે જે સબંધ છે તેવોજ સંબંધ બે સખ્યાના ગુણોત્તર વચ્ચે છે.

હવે અપૂર્ણાંકના અંશ અને છેદને એકજ રકમે ગુણવાથી અથવા ભાગવાથી કિંમતમાં ફેર પડતો નથી, તેમજ જે બે સખ્યાનુ ગુણોત્તર કાઢવુ હોય તે બે સંખ્યાઓને પણ એકજ રકમે ગુણવાથી અથવા ભાગવાથી કિમતમાં ફેર પડતો નથી જેમ ૩ અને ૪ એ બેનું ગુણાત્તર $\frac{૩}{૪}$ છે. હવે ૩ને ૪એ ગુણ્યા અને ૪ને પણ ચારે ગુણ્યા તો ૧૨ અને ૧૬ એ બે સંખ્યાઓ થઇ તો એ બે સખ્યાનું ગુણોત્તર $\frac{૧૨}{૧૬}$ અથવા $\frac{૩}{૪}$ એ એકનું એકજ છે

૩ને ૪એ ભાગવાથી $\frac{૩}{૪}$ અને ૪ને ૪એ ભાગવાથી ૧. એટલે $\frac{૩}{૪}$ ને ૧ એ બે સંખ્યાઓ થઇ તો એ બે સખ્યાઓનુ ગુણોત્તર પણ $\frac{૩}{૪}$જ છે

બે એકજ જાતની રકમો વચ્ચે ગુણોત્તર નીકળી શકે છે. પરિમાણની જાત એકજ હોય પણ રૂપ જુદાં હોય તો બંનેને એક રૂપમાં લાવીને ગુણોત્તર કાઢવું. જેમકે રૂપીઆ, આના; મણ, શેર; ગજ, તસુ; કલાક; સેકંડ.

ઉપરના ચારે જોડકામાં બબ્બે પરિમાણો એકજ જાતનાં છે, પણ એકજ રૂપમાં નથી. માટે રૂપીઆને આનાનું ગુણોત્તર કાઢવું હોય તો બંનેને એકજ નામનું (રૂપીઆ, આના, પાઇ, દોકડાનુ) રૂપ આપવું.

વિશેષ સખ્યાને વિશેષ સંખ્યાએ ભાગવાથી જવાબ સાદી સખ્યા આવે છે માટે જુદાં જુદાં વિવિધ પરિમાણો અથવા એકજ જાતની વિશેષ સખ્યાનુ ગુણોત્તર સાદી સંખ્યાજ આવે છે જેમ ૫ મણ ને ૧૫ મણનું ગુણોત્તર ૫/૧૫ મણ નહિં પણ ૧/૩ સાદી સખ્યા છે.

---

ચારે પરિમાણોના ગુણોત્તરો

રૂપીઆ ને બે આનીનું ૮
,, ,, ૧૨॥ દોકડાનુ ૮
,, ,, ૧૦ સુરતી પૈસાનુ ૮
,, ,, ૧૦ દોકડાનું ૧૦
,, ,, ૮ સુરતી પૈસાનું ૧૦
,, ,, ૧ આનો ૪ પાઇનુ ૧૨
,, ,, ૧ આનાનું ૧૬
,, ,, ૬। દોકડાનુ ૧૬
,, ,, ૫ સુરતી પૈસાનુ ૧૬
,, ,, ૫ દોકડાનુ ૨૦
,, ,, ૪ સુ. પૈસાનું ૨૦
,, ,, ૮ પાઇનું ૨૪
,, ,, ૮/૧૫ આનાનુ ૩૦
,, ,, ૮/૩ સુ. પૈસાનુ ૩૦
,, ,, ૧૦/૩ દોકડાનુ ૩૦
,, ,, ૬ પાઇનું ૩૨
,, ,, ૨॥ દોકડાનું ૪૦
,, ,, ૨ સુ. પૈસાનું ૪૦
,, ,, ૪ પાઇનું ૪૮

રૂપીઆ ને ૧ પૈસાનું ૬૪
,, ,, ૩ પાઇનું ૬૪
,, ,, ૨૫ બદામનું ૬૪
,, ,, ૪ ઉપઆનાનુ ૬૪
,, ,, ૨ પાઇનુ ૯૬
,, ,, ૧ દોકડાનું ૧૦૦
,, ,, ૫/૬ દોકડાનું ૧૨૦
,, ,, ૨/૩ સુ. પૈસાનું ૧૨૦
,, ,, ૨/૧૫ આનાનુ ૧૨૦
,, ,, ૫/૧૨ દોકડાનુ ૨૪૦
,, ,, ૧/૩ સુ પૈસાનું ૨૪૦
,, ,, ૧/૧૫ આનાનું ૨૪૦
,, ,, ૧ ઉપઆનાનું ૨૫૬
,, ,, ૦॥। પાઇનુ ૨૫૬
,, ,, ૫ બદામનું ૩૨૦
,, ,, ૦। સુ. પૈસાનું ૩૨૦
,, ,, ૨/૪૫ આનાનુ ૩૬૦
,, ,, ૨/૯ સુ પૈસાનું ૩૬૦
,, ,, ૫/૧૮ દોકડાનું ૩૬૦

---

| | |
|---|---|
| આનો ને દોઢ પાઈનું ૮ | આનો ને ૨/૪૫. ઉપઆનાનું ૩૬૦ |
| ,, ,, ૨ ઉપઆનાનુ ૮ | ,, ,, ૫/૧૮ બદામનું ૩૬૦ |
| ,, ,, ૧૨॥ બદામનુ ૮ | પૌંડ ને ૨॥ શિ નુ ૮ |
| ,, ,, ૧૦ બદામનુ ૧૦ | ,, ,, ૨ શિ નું ૧૦ |
| ,, ,, ০॥ સુ. પૈસાનુ ૧૦ | ,, ,, ૧ શિ ૮ પેન્સનુ ૧૨ |
| ,, ,, ૧ પાઇનુ ૧૨ | ,, ,, ૧। શિ નુ ૧૬ |
| ,, ,, ૧ ઉપઆનાનું ૧૬ | ,, ,, ૧ શિ નુ ૨૦ |
| ,, ,, ૬। બદામનું ૧૬ | ,, ,, ૧૦ પેન્સનું ૨૪ |
| ,, ,, ૫ બદામનુ ૨૦ | ,, ,, ૮ પેન્સનુ ૩૦ |
| ,, ,, ০। સુ પૈસાનુ ૨૦ | ,, ,, ૭॥ પેન્સનુ ૩૨ |
| ,, ,, ০॥ પાઇનુ ૨૪ | ,, ,, ૬ પેન્સનુ ૪૦ |
| ,, ,, ૮/૧૫ ઉપઆનાનુ ૩૦ | ,, ,, ૫ પેન્સનુ ૪૮ |
| ,, ,, ૧૦/૩ બદામનું ૩૦ | ,, ,, ૩॥। પેન્સનું ૬૪ |
| ,, ,, ০॥ ઉ.આનાનું ૩૨ | ,, ,, ૨॥ પેન્સનું ૯૬ |
| ,, ,, ૨॥ બદામનું ૪૦ | ,, ,, ૧ ૨/૫ પેન્સનુ ૧૦૦ |
| ,, ,, ০। પાઇનુ ૪૮ | ,, ,, ૨ પેન્સનું ૧૨૦ |
| ,, ,, ০। ઉપઆનાનું ૬૪ | ,, ,, ૧ પેનીનું ૨૪૦ |
| ,, ,, ૨૫ વીસવાસીનું ૬૪ | ,, ,, ૩॥। ફાર્ધિંગ ૨૫૬ |
| ,, ,, ૧/૮ પાઇનુ ૯૬ | ,, ,, ০॥। પેનીનું ૩૨૦ |
| ,, ,, ૧ બદામનુ ૧૦૦ | ,, ,, ૮/૩ ફાર્ધિંગનું ૩૬૦ |
| ,, ,, ૫/૬ બદામનુ ૧૨૦ | શિલિંગ ને ૧॥ પેન્સનું ૮ |
| ,, ,, ૨/૧૫ ઉ. આનાનુ ૧૨૦ | ,, ,, ૬/૫ પેન્સનુ ૧૦ |
| ,, ,, ૫/૧૨ બદામનુ ૨૪૦ | ,, ,, ૧ પેન્સનું ૧૨ |
| ,, ,, ૧/૧૫ ઉ આનાનુ ૨૪૦ | ,, ,, ০॥। પેનીનું ૧૬ |
| ,, ,, ૧ ઉ.ઉ.આનાનું ૨૫૬ | ,, ,, ૩/૫ પેનીનુ ૨૦ |
| ,, ,, ૫ વીસવાસીનુ ૩૨૦ | ,, ,, ૨ ફાર્ધિંગનુ ૨૪ |

| | | | | |
|---|---|---|---|---|
| શિલિંગને | | $\frac{૨}{૫}$ | પેનીનુ | ૩૦ |
| ,, | ,, | ૧॥ | ફાર્ધિંગનું | ૩૨ |
| ,, | ,, | $\frac{૩}{૧૦}$ | પેનીનુ | ૪૦ |
| ,, | ,, | ૧ | ફાર્ધિંગ | ૪૮ |
| ,, | , | ૦॥ | ફાર્ધિંગ | ૫૪ |
| ,, | ,, | ૦॥ | ફાર્ધિંગ | ૯૬ |
| ,, | ,, | $\frac{૩}{૨૫}$ | પેનીનુ | ૧૦૦ |
| ,, | ,, | $\frac{૧}{૧૦}$ | પેનીનુ | ૧૨૦ |
| ,, | ,, | $\frac{૧}{૨૦}$ | પેનીનુ | ૨૪૦ |
| ,, | ,, | $\frac{૩}{૧૬}$ | ફાર્ધિંગનુ | ૨૫૬ |
| ,, | ,, | $\frac{૩}{૮૦}$ | પેનીનું | ૩૨૦ |
| ,, | ,, | $\frac{૧}{૩૦}$ | પેનીનું | ૩૬૦ |

---

| | | | | |
|---|---|---|---|---|
| માણી | ને | ૬ | મણનું | ૨ |
| ,, | ,, | ૪ | ,, | ૩ |
| ,, | ,, | ૩ | ,, | ૪ |
| ,, | ,, | ૨ | ,, | ૬ |
| ,, | ,, | ૧॥ | ,, | ૮ |
| ,, | ,, | ૧ | ,, | ૧૨ |

આ મુજબ ગ્રોસ, ડઝન, વર્ષ, વેંત, ફુટ, તોલા અને પૌંડ ટ્રોયનું ગુણોત્તર કઢાવવું

| | | | | |
|---|---|---|---|---|
| ધા | ને | ૧૨ | તાવનું | ૨ |
| ,, | ,, | ૮ | ,, | ૩ |
| ,, | ,, | ૬ | ,, | ૪ |
| ,, | ,, | ૪ | ,, | ૬ |
| ધા | ને | ૩ | તાવનું | ૮ |
| ,, | ,, | ૨ | ,, | ૧૨ |
| ,, | ,, | ૧॥ | ,, | ૧૬ |
| ,, | ,, | ૧ | ,, | ૨૪ |

એજ મુજબ ભાર, ગજ, ટાંક, પેનીવેટ, લીંગ ને હાથનું ગુણોત્તર કઢાવવુ.

---

| | | | | |
|---|---|---|---|---|
| ઘડી | ને | ૨૪ | શેરનુ | ૨ |
| ,, | ,, | ૧૬ | ,, | ૩ |
| ,, | ,, | ૧૨ | ,, | ૪ |
| ,, | ,, | ૮ | ,, | ૬ |
| ,, | ,, | ૬ | ,, | ૮ |
| ,, | ,, | ૪ | ,, | ૧૨ |
| ,, | ,, | ૩ | ,, | ૧૬ |
| ,, | ,, | ૨ | ,, | ૨૪ |
| ,, | ,, | ૧॥ | ,, | ૩૨ |
| ,, | ,, | ૧ | ;, | ૪૮ |

એ મુજબ ગદિઆણાનું ગુણોત્તર કઢાવવુ.

---

| | | | | |
|---|---|---|---|---|
| તોલો | ને | ૪૮ | રતીનું | ૨ |
| ,, | ,, | ૩૨ | ,, | ૩ |
| ,, | ,, | ૨૪ | ,, | ૪ |
| ,, | ,, | ૧૬ | ,, | ૬ |
| ,, | ,, | ૧૨ | ,, | ૮ |
| ,, | ,, | ૮ | ,, | ૧૨ |

| | | | | |
|---|---|---|---|---|
| તોલો | ને | ૬ | રતીનું | ૧૬ |
| ,, | ,, | ૪ | ,, | ૨૪ |
| ,, | ,, | ૩ | ,, | ૩૨ |
| ,, | ,, | ૨ | ,, | ૪૮ |
| ,, | ,, | ૧ાા | ,, | ૬૪ |
| ,, | ,, | ૧ | ,, | ૯૬ |
| ખાંડી | ને | ૧૦ | મણનું | ૨ |
| ,, | ,, | ૫ | ,, | ૪ |
| ,, | ,, | ૪ | ,, | ૫ |
| ,, | ,, | ૨ાા | ,, | ૮ |
| ,, | ,, | ૨ | ,, | ૧૦ |
| ,, | ,, | ૧ | ,, | ૨૦ |

એ મુજબ વીંઘા, વસા, કોડી, રીમ, ભાર, ટન, સ્ક્રુપલ, ઔંસ, અને હાથનું ગુણોત્તર કઢાવવું.

| | | | | |
|---|---|---|---|---|
| મણ | ને | ૨૦ | શેરનું | ૨ |
| ,, | ,, | ૧૦ | ,, | ૪ |
| ,, | ,, | ૮ | ,, | ૫ |
| ,, | ,, | ૫ | ,, | ૮ |
| ,, | ,, | ૪ | ,, | ૧૦ |
| ,, | ,, | ૩ાા | ,, | ૧૬ |
| ,, | ,, | ૨ | ,, | ૨૦ |
| ,, | ,, | ૧ા | ,, | ૩૨ |
| ,, | ,, | ૧ | ,, | ૪૦ |

એ મુજબ શેર, એકર, ૪૦ મણનો મુડો, ફર્લાંગ, ને રૂડનું ગુણોત્તર કઢાવવું.

| | | | | |
|---|---|---|---|---|
| સેંકડો | ને | ૫૦ | નંગ | ૨ |
| ,, | ,, | ૨૫ | ,, | ૪ |
| ,, | ,, | ૨૦ | , | ૫ |
| ,, | ,, | ૧૨ાા | ,, | ૮ |
| ,, | ,, | ૧૦ | ,, | ૧૦ |
| ,, | ,, | ૬ા | ,, | ૧૬ |
| ,, | ,, | ૫ | ,, | ૨૦ |
| ,, | ,, | ૪ | ,, | ૨૫ |
| ,, | ,, | ૨ાા | ,, | ૪૦ |
| ,, | ,, | ૨ | ,, | ૫૦ |
| ,, | ,, | ૧ | ,, | ૧૦૦ |

એ મુજબ ૧૦૦ મણના મુડાનું ગુણોત્તર કઢાવવું.

| | | | | |
|---|---|---|---|---|
| હજાર | ને | ૫૦૦ | નંગનું | ૨ |
| ,, | ,, | ૨૫૦ | ,, | ૪ |
| ,, | ,, | ૨૦૦ | ,, | ૫ |
| ,, | ,, | ૧૨૫ | ,, | ૮ |
| ,, | ,, | ૧૦૦ | ,, | ૧૦ |
| ,, | ,, | ૬૨ાા | ,, | ૧૬ |
| ,, | ,, | ૫૦ | ,, | ૨૦ |
| ,, | ,, | ૪૦ | ,, | ૨૫ |
| ,, | ,, | ૨૫ | ,, | ૪૦ |
| , | ,, | ૨૦ | ,, | ૫૦ |
| ,, | ,, | ૧૨ાા | ,, | ૮૦ |
| ,, | ,, | ૧૦ | ,, | ૧૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| મહીનો | ને | ૧૫ | દિવસનું | ૨ |
| ,, | ,, | ૧૦ | ,, | ૩ |
| ,, | ,, | ૭॥ | ,, | ૪ |
| ,, | ,, | ૬ | ,, | ૫ |
| ,, | ,, | ૫ | ,, | ૬ |
| ,, | ,, | ૩॥ | ,, | ૮ |
| ,, | ,, | ૩ | ,, | ૧૦ |
| ,, | ,, | ૨॥ | ,, | ૧૨ |
| ,, | ,, | ૨ | ,, | ૧૫ |
| ,, | ,, | ૧॥ | ,, | ૨૦ |
| ,, | ,, | ૧। | ,, | ૨૪ |
| ,, | ,, | ૧ | ,, | ૩૦ |

**એ મુજબ ગાલ્લીનું ગુણોત્તર કહાવવું.**

---

## મનોયત્ન. ૨.

**નીચેના પરિમાણોનું ગુણોત્તર કહો.**

૧) ૮ ને ૪.
૨) ૬ ને ૮
૩) ૫ ને ૨૫.
૪) ૨૫ ને ૫.
૫) ૦॥। ને ૦।.
૬) ૦। ને ૦॥।.
૭) ૦॥ ને ૦।'.
૮) $\frac{૫}{૮}$ ને $\frac{૧}{૧૬}$.
૯) $\frac{૨}{૬}$ ને $\frac{૧૪}{૬}$.
૧૦) માણી ને મણ.
૧૧) વેંત ને આંગળ.
૧૨) પેનીવેટ ને ગ્રેન.
૧૩) ઘડી ને ભાર.
૧૪) સેકડો ને નગ.
૧૫) ૦॥ ગ્રેન ને પેનીવેટ.
૧૬) ગાલ્લી ને ૦। મણ
૧૭) ૪ શેર ને માણી.
૧૮) ૮ શેર ને ભાર.
૧૯) દિવસ ને વર્ષ.
૨૦) વર્ષ ને દિવસ.
૨૧) ડઝન ને નગ.
૨૨) દિવસ ને મહીનો.
૨૩) ટન ને હંડ્રવેટ.
૨૪) હંડ્રવેટ ને ટન.
૨૫) પચ્ચે ને રૂડ.
૨૬) ૩ આના ને ૩ રૂપીઆ.
૨૭) ૦॥ મણ ને ૦॥ શેર
૨૮) ૨ તોલા ને ૨ રતી
૨૯) ૫ દોકડા ને ૫ બદામ.
૩૦) ૦॥। શેર ને ૦। શેર.
૩૧) ૩ પૌંડ ને ૨ શિલિંગ.
૩૨) અઢીશેરી ને મણ.
૩૩) ગુઠો ને એકર.
૩૪) અડધોપૌંડ ને પેની.
૩૫) દશ આના ને પાઈ.

૩૬) આનો ને દોઢ પાઇ
૩૭) ગજ ને ૨ તસુ.
૩૮) ૨ તસુ ને ગજ
૩૯) ઘા ને દોઢ રીમ
૪૦) પાવલું ને પાઇ
૪૧) ૦।।। રૂપીઓ ને ૧૨।। દોકડા
૪૨) ૦।। આનો ને ૬। બદામ
૪૩) દશ શેરી ને ગાલ્લી
૪૪) ઔસટ્રોય ને પૌંડ
૪૫) ફરો ને પાયલી.
૪૬) ૧૦ ને ૧૦૦૦.
૪૭) ૧૨ પૌંડના શિલિંગ કેટલા?
૪૮) ૮ માણુના ભાર કેટલા?
૪૯) ૧૨ કળશીના મણ કેટલા?
૫૦) ૭ મેડીઆની કળશો કેટલી?
૫૧) ૨૪ રતીના વાલ કરો
૫૨) ૬। મણના અચ્છેરા કરો
૫૩) ૩ ગાલ્લીની ખાડી કેટલી?
૫૪) પોણા રૂપીઆના દોકડા કેટલા?

## પ્રકરણ ૩ જું.

# તમામ ગુણોત્તરમાં લાગુ પડતી કુંચી.

**૧) ભારે ઉપરથી હલકાની કિંમત:**—ભારે એકમની કિંમતને હલકા એકમથી જેટલા ગણાનું માગ્યુ હોય, તેટલાએ ગુણવા પછી તે ગુણાકારને ભારે એકમ અને હલકા એકમના ગુણોત્તરે ભાગવા ભાગાકાર ભારે એકમની કિમતની જાતનો આવશે. ભાગતા શેષ વધે તો તેને ઉતરતુ રૂપ આપી ગુણોત્તરે ભાગવા એ પ્રમાણે છેલ્લે સુધી ઉતરતુ રૂપ આપી ગુણોત્તરે ભાગવાથી જવાબ આવશે જેમકે રૂા ૩૭।। એ ગાલ્લી તો ૫ મણનુ શુ? ભારે એકમના ૩૭।। રૂ ને હલકા એકમના પરિમાણ ૫ મણે ગુણ્યા તો ૧૮૭।। થયા તેને ભારે એકમ ગાલ્લી અને હલકા એકમ મણ ના ગુણોત્તર ૩૦ એ ભાગ્યા તો રૂ. ૬। જવાબ આવ્યો.

**૨) હલકા ઉપરથી ભારે એકમની કિંમત:**—હલકાની કિંમતને ભારે એકમના પરિમાણથી જેટલા ગણાનુ માગ્યું હોય

તેટલાએ ગુણવા પછી તે ગુણાકારને હલકા એકમની સંખ્યાએ ભાગવા પછી એ ભાગાકારને હલકા એકમ ને ભારે એકમના ગુણોત્તરે ભાગવાથી જવાબ હલકા એકમની કિંમતની જાતનો આવશે. જેમકે ૫ મણના ૬। રૂપીઆ તો ૨ ગાલીનું શું ?

હલકા એકમની કિમત ૬। રૂ ને ભારે પરિમાણ ૨ ગાલીએ ગુણ્યા તો ૧૨॥ થયા તેને હલકા પરિમાણ ૫ મણે ભાગ્યા, તો ૨॥ આવ્યા, તેને હલકા એકમ મણને ભારે એકમ ગાલ્લીના ૧/૩૦ ગુણોત્તરે ભાગ્યા તો રૂ ૭૫ જવાબ આવ્યો.

૬।×૨=૧૨॥÷૫=૨॥÷૧/૩૦=૭૫ રૂ જવાબ.

**૩) કિંમતપરથી વજન કાઢવાની કુંચી:-** જેટલું વજન આપ્યું હોય અને જેટલી કિમતનુ લેવું હોય તે બેનો ગુણાકાર કરવો. પછી એ ગુણાકારને આપેલી કિંમતે ભાગવાથી જવાબ આવશે

૧) ૩ રૂા નુ ૧। મણ તો ૧૨ રૂા નુ કેટલુ ?

૧।×૧૨=૧૫÷૩=૫ મણ, જવાબ.

૨) ૧૨ રૂા નું ૫ મણ તો ૩ રૂા નું કેટલુ ?

૫×૩=૧૫÷૧૨=૧। મણ જવાબ

૩) ૩ પૈસાનું ૭ શેર તો ૩ રૂા નું કેટલું ?

૭×૩=૨૧÷૩/૬૪=૪૪૮ શેર=૧૧ મણ ૮ શેર. જવાબ.

**મનોયત્ન ૩.**

૧) ૨૨॥ રૂ. એ કુંડી તો ૭ નંગનું ?

૨) ૪૫ રૂ. એ મહીનો તો ૭ દિવસનું ?

૩) ૨૦ રૂ એ તોલો તો ૩ વાલનું ?

૪) ૪૫ રૂ. એ વર્ષ તો ૨ માસનું ?

૫) ૨૫॥ રૂ એ ભાર તો ૭ મણનું ?

૬) ૩રાા રૂ એ ભાર તો ૭ ધડીનું ?
૭) ૧૫ મણના ૬ રૂપીઆ તો ખાંડીનુ શું ?
૮) ૯ ડઝનના ૪૦ાા રૂ. તો ગ્રોસનું શું ?
૯) ૭ મહીનાના ૧૭ રૂ તો ૭ વર્ષનુ શું ?
૧૦) રૂ ૨૮ એ ખાંડી તો રૂ. ૦ા≈ નુ ?
૧૧) રૂ. ૧ા≈ નુ ૧૦ શેર તો રૂા ૬ાાા≈ નું ?
૧૨) રૂ ૩૫ એ ખાંડી તો રૂ ૦)≈ાાા નુ ?
૧૩) રૂ. ૦)૦ાાા નું ૧૦ શેર તો રૂ. ૦ાાા નુ ?
૧૪) રૂ ૨૨ાા એ મહીનો તો ૫ા રૂ મા કેટલા દિવસ ?

---

## પ્રકરણ ૪ થું.

## ૧૨ ગુણોત્તર આવે એવાં કોષ્ટકો.

માણી ને મણ, ગ્રોસ ને ડઝન, ડઝન ને નગ, વર્ષ ને મહીનો; વેત ને આંગળ; ફુટ ને ઈંચ, તોલો ને માસો; પૌંડ ટ્રોય ને ઔંસ

માણીના મણ કેટલા ? ગ્રોસના ડઝન ? ડઝનના નગ ? વર્ષના મહીના ? વેંતના આંગળ ? ફુટના ઈંચ ? તોલાના માસા ? પૌંડ ટ્રોયના ઔંસ કેટલા ? જ. ૧૨. ત્યારે ઉપલાં પરિમાણોનું ગુણોત્તર શું? જ. ૧૨. એ પરિમાણોમાંથી ભારે પરિમાણ કહો. હલકાં કહો. હલકાં પરિમાણો ભારેના કેટલામા ભાગના છે? જ.૧૨ મા ભાગના ભારે હલકાથી કેટલા ગણા છે? જ.૧૨ ગણા. જો ભારે એકમ પરિમાણની કિંમત રૂ.૧ પડે તો હલકા એકમની કિંમત ભારેના કેટલામા ભાગની પડે ? જ. ૧૨ મા ભાગની. રૂપીઆનો બારમો ભાગ શું ? જ. ૧૬

પાઇ અથવા ⅟₁₆ આના. રૂપીઆથી કેટલા ગણી પાઇ આવી? જ. ૧૬ ગણી આના કેટલા ગણા આવ્યા? જ. ⅟₁₆ ગણા. પણ જો ભારે એકમની કિમત ૨ રૂ. પડે તો હલકા એકમની કિમત કેટલી પડે? જ ૩૨ પાઇ અથવા ⅟₁₆ આના. રૂપીઆથી કેટલા ગણી પાઈ આવી? જ. ૧૬ ગણી. આના કેટલા ગણા આવ્યા? ⅟₁₆ ગણા. ભારે એકમના રૂપીઆથી કેટલા ગણી પાઈ આપવી પડે છે? જ. ૧૬ ગણી. આના કેટલા ગણા આપવા પડે છે? જ ⅟₁₆ ગણા. માટે.

**૧) ભારે એકમના રૂપીઆથી ૧૬ ગણી પાઈ અથવા ⅟₁₆ ગણા આના હલકા એકમની કિંમત પડે.**

ભારે એકમ પરિમાણની કિંમત ૧ આનો પડે તો હલકા એકમની શી કિમત પડે? જ. ૧ પાઇ આનાથી કેટલા ગણી પાઇ આવી? જ. આના જેટલીજ. જો ભારે એકમની કિમત ૨ આના પડે તો હલકા એકમની શી કિમત પડે? જ. ૨ પાઇ આનાથી કેટલા ગણી પાઇ આવી? જ. આના જેટલીજ. ભારે એકમના આનાથી કેટલા ગણી પાઇ આપવી પડે છે? જ. આના જેટલીજ માટે

**૨) ભારે એકમના આના જેટલીજ પાઈ હલકા એકમની કિંમત પડે.**

એજ પ્રમાણે ભારે એકમની કિંમત ૧ પૈસો પડે તો હલકા એકમની કેટલી કિમત પડે? જ. ૦। પાઇ ૦ પૈસાથી કેટલા ગણી પાઇ આવી? જ. ૦। ગણી. ભારે એકમના પૈસાથી કેટલા ગણી પાઈ આપવી પડે? જ. ૦। ગણી. માટે

**૩) ભારે એકમના પૈસાથી ૦। ગણી પાઈ હલકા એકમની કિંમત પડે.**

ભારે એકમ પરિમાણની કિંમત ૧ પૌંડ પડે તો હલકા એકમની કિંમત કેટલી પડે? જ. પૌંડના ૧૨ મા ભાગ જે-

ટલી પૈંડનો ૧૨ મો ભાગ શું ? જ. ૨૦ પેન્સ અથવા $\frac{૫}{૩}$ શિલિંગ. પૈંડથી કેટલા ગણા પેન્સ પડે ? જ. ૨૦ ગણા. શિલિંગ કેટલા ગણી પડે ? જ $\frac{૫}{૩}$ ગણી. ભારે એકમના પૈંડથી કેટલા ગણા પેન્સ આપવા પડે ? જ. ૨૦ ગણા. શિલિંગ કેટલા ગણા આપવા પડે ? જ. $\frac{૫}{૩}$ ગણા. માટે

**૪) ભારે એકમના પૈંડથી ૨૦ ગણા પેન્સ અથવા $\frac{૫}{૩}$ ગણા શિલિંગ હલકા એકમની કિંમત પડે.**

ભારે એકમની કિંમત ૧ શિલિંગ પડે તો હલકા એકમની કિંમત કેટલી પડે ? જ. ૧ પેન્સ શિલિંગથી કેટલા ગણા પેન્સ પડે ? જ. શિલિંગ જેટલાજ. ભારે એકમના શિલિંગથી કેટલા ગણા પેન્સ આપવા પડે ? જ શિલિંગ જેટલાજ માટે

**૫) ભારે એકમના શિલિંગ જેટલાજ પેન્સ હલકા એકમની કિંમત પડે.**

ભારે એકમની કિંમત ૧ પેન્સ પડે તો હલકા એકમની કિંમત કેટલી પડે ? જ. પેન્સના ૧૨ મા ભાગ જેટલી પેન્સનો ૧૨ મો ભાગ શું ? જ. $\frac{૧}{૩}$ ફાર્ધિંગ પેન્સથી કેટલા ગણા ફાર્ધિંગ આવ્યા ? જ $\frac{૧}{૩}$ ગણા ભારે એકમના પેન્સથી કેટલા ગણા ફાર્ધિંગ આપવા પડે ? જ $\frac{૧}{૩}$ ગણા માટે

**૬) ભારે એકમના પેન્સથી $\frac{૧}{૩}$ ગણા ફાર્ધિંગ હલકા એકમની કિંમત પડે**

---

**ભારે એકમપરથી હલકા એકમની કિંમત–**

૧) રૂપીઆથી ૧૬ ગણી પાઇ અથવા $\frac{૪}{૩}$ ગણા આના. ૨) આના જેટલીજ પાઇ ૩) પૈસાથી ૦। ગણી પાઇ ૪) પૈંડથી ૨૦ ગણા પેન્સ અથવા $\frac{૫}{૩}$ ગણા શિલિંગ. ૫) શિલિંગ જેટલાજ પેન્સ. ૬) પેન્સથી $\frac{૧}{૩}$ ગણા ફાર્ધિંગ

**૭) માણી ગ્રોસ, ડઝન, વર્ષ, વેંત, ફુટ, તોલો, પૈંડ ટ્રોયનો ભાવ જો રૂપીઆ કે આનામાં આપ્યો હોય અને તે રૂપીઆ કે આના પોણાંના આંકમાં આવતાં હોય તો તે ભાવને ૦ાા ભાગવાથી હલકા એકમની કિંમત આના કે ઉપઆના આવશે.**

આગળ કુંચીઓ કઢાવી છે માટે નીચેના હિસાબ પૂછો.

રૂ ૧નું ૧ ડઝન તો ૧ નંગનું શું ? જ. ૧૬ પાઈ.
રૂ ૨નુ ૩ ડઝન તો ૩ નંગનું શુ ? જ. ૩૨ પાઇ
રૂ ૭નું ૧૦ ડઝન તો ૧૦ નંગનું શુ ? જ. ૧૧૨ પાઇ
રૂ ૦)=નુ ૧ ડઝન તો ૧ નંગનું શું ? જ. ૧ પાઇ
રૂ ૧)=નુ ૩ ડઝન તો ૩ નંગનુ શું ? જ ૧ાા આનો
૧ પૈસાનુ ૧ ડઝન તો ૧ નંગનુ શુ ? જ ૦ા પાઇ.
૩ પૈસાનુ ૨ ડઝન તો ૨ નંગનું શુ ? જ ૦ાા પાઇ
હવે રૂપીઆના ભાવ પરથી ભારેપરથી હલકાની કુંચી કઢાવો

***૮) રૂપીઆના ભાવપરથી ભારેપરથી હલકાની કિંમતઃ-**

૧) જેટલા રૂા.નુ જેટલું ભારે પરિમાણુ તેથી ૧૬ ગણી પાઇનું તેટલુજ હલકું પરિમાણ.

૨) જેટલા આનાનું જેટલું ભારે પરિમાણુ તેટલીજ પાઈનું તેટલુજ હલકું પરિમાણ.

૩) જેટલા પૈસાનું જેટલું ભારે પરિમાણુ તેથી ૦ા ગણી પાઇનું તેટલુજ હલકું પરિમાણ

૧ રૂપીઆનો ૧૬ મો ભાગ શું ? જ. એક આનો. બે રૂપીઆનો સોળમો ભાગ શું ? જ બે આના ૩ રૂ નો સોળ-

---

* ૨૪ ગુણોત્તરમાં ૧૨ના ગુણોત્તરથી અડધી કિંમત
૪૮ ગુણોત્તરમાં ૧૨ના ગુણોત્તરથી ૦ા કિંમત.
૯૬ ગુણોત્તરમાં ૧૨ના ગુણોત્તરથી ⅛ કિંમત.

મો ભાગ શું ? જ. ત્રણ આના. માણીનો ૧૬મો ભાગ શું ? જ. ૦ાા મણ. ગ્રોસનો ૧૬મો ભાગ શું ? જ. ૦ાા ડઝન. ડઝનનો ૧૬મો ભાગ શું ? જ. ૦ાા નંગ. વર્ષનો ૧૬ મો ભાગ શુ ? જ. ૦ાા મહીનો. વેંતનો ૧૬મો ભાગ શુ ? જ. ૦ાા આંગળ. ફુટનો ૧૬મો ભાગ શું ? જ. ૦ાા ઇચ. તોલાનો ૧૬મો ભાગ શું? જ. ૦ાા માસો. પૌંડ ટ્રોયનો ૧૬ મો ભાગ શું ? જ. ૦ાા ઔંસ ટ્રોય. એક રૂપીએ માણી હોય તો ૧ આનાનુ કેટલું આવે ? જ. ૦ાા મણ. ત્યારે

એક રૂપીએ ગ્રોસ, ડઝન, વર્ષ, વેંત, ફુટ, તોલો અને અને પૌંડ ટ્રોય હોય તો ૧ આનામાં કેટલું આવે ? જ. ૦ાા ડઝન, ૦ાા નગ, ૦ાા મહીનો, ૦ાા આગળ, ૦ાા ઇંચ, ૦ાા માસો અને ૦ાા ઔંસ ટ્રોય આવે આનાનો ૧૬ મો ભાગ શું ? જ. ઉપઆનો.

જો ઉપરનો ભાવ ૧ આનાનો હોય તો એક ઉપઆનામાં કેટલું આવે ? જ. દેશે માટે

**૯) જેટલે રૂપીએ અથવા આને ગ્રોસ, ડઝન, વર્ષ, વેત, ફુટ, તોલો અને પૌંડ ટ્રોય હોય તેટલાજ આના અથવા ઉપઆનામાં ૦ાા ડઝન, ૦ાા નંગ, ૦ાા મહીનો, ૦ાા આંગળ, ૦ાા ઇંચ, ૦ાા માસો અને ૦ાા ઔંસ ટ્રોય આવે.**

હલકાથી ભારે કેટલા ગણા છે ? જ. ૧૨ ગણા.

હવે જો હલકા એકમની કિંમત ૧ રૂ, ૧ આનો, ૧ પૈસો, ૧ પાઇ, ૧ પૌંડ, ૧શિલિંગ, ૧ પેન્સ, ૧ ફાર્ધિંગ પડે તો ભારે એકમની કિંમત શું પડે ? જ. ૧૨ ગણી એટલે **૧૨ રૂ., ૧૨ આના=૦ાા રૂ, ૧૨ પૈસા=૩ આના, ૧૨ પાઇ=૧ આનો, ૧૨ પૌંડ, ૧૨ શિલિંગ, ૧૨ પેન્સ=૧શિલિંગ, ૧૨ ફાર્ધિંગ=૩ પેન્સ પડે.**

૧) હલકા એકમની કિંમત ૧ રૂ. પડે તોભારે એકમની શી? ૧૨ રૂા.
૨) ,, ,, ,, ૧આનો,, ,, ,, ,, ,, ? ૦॥। રૂ.
૩) ,, ,, ,, ૧ પૈસો ,, ,, ,, ,, ? ૩ આના.
૪) ,, ,, ,, ૧ પાઇ ,, ,, ,, ,, ? ૧ આનો.
૫) ,, ,, ,, ૧ પૌંડ ,, ,, ,, ,, ? ૧૨ પૌંડ.
૬) ,, ,, ,, ૧ શિલિંગ,, ,, ,, ,, ? ૧૨શિલિં.
૭) ,, ,, ,, ૧ પેન્સ ,, ,, ,, ,, ? ૧ શિલિં.
૮) ,, ,, ,, ૧ ફાર્ધિંગ,, ,, ,, ,, ? ૩ પેન્સ.

**હલકા એકમ પરથી ભારે એકમની કિંમત –**

૧) રૂપીઆથી ૧૨ ગણા રૂપીઆ. ૨) આનાથી પોણા રૂપીઆ. ૩) પૈસાથી ૩ ગણા આના ૪) પાઇ જેટલાજ આના. ૫) પૌંડથી ૧૨ ગણા પૌંડ. ૬) શિલિંગથી ૧૨ ગણા શિલિંગ. ૭) પેન્સ જેટલાજ શિલિંગ. ૮) ફાર્ધિંગથી ૩ ગણા પેન્સ.

આગળ કુંચીઓ કઢાવી છે માટે નીચેના હિસાબ પૂછો.

રૂ. ૧ નુ ૧ નંગ તો ૧ ડઝનનું શું ? જ. ૧૨ રૂ.
રૂ. ૨ નું ૩ નગ તો ૩ ડઝનનું શું ? જ. ૨૪ રૂ.
રૂ. ૦)– નુ ૧ નંગ તો ૧ ડઝનનું શુ ? જ. ૦॥। રૂ.
રૂ. ૦)≈ નુ ૪ નગ તો ૪ ડઝનનુ શું ? જ. ૨। રૂ.
૧ પૈસાનું ૧ નગ તો ૧ ડઝનનું શું ? જ, ૩ આના.
૩ પૈસાનું ૨ નંગ તો ૨ ડઝનનુ શું ? જ. ૯ આના.
૧ પાઇનું ૧ નંગ તો ૧ ડઝનનું શુ ? જ ૧ આનો.
૨ પાઇનું ૩ નગ તો ૩ ડઝનનું શું ? જ ૨ આના.

હવે રૂપીઆના ભાવ પરથી હલકા પરથી ભારેની કુંચી કઢાવો.

***૯) રૂપીઆના ભાવપરથી હલકા પરથી ભારેની કિંમત.—**

૧) જેટલા રૂા નું જેટલું હલકું પરિમાણ તેથી ૧૨ ગણા રૂા નુ તેટલુંજ ભારે પરિમાણ.

૨) જેટલા આનાનુ જેટલું હલકું પરિમાણ તેથી ૦૫ ગણા રૂા નું તેટલુંજ ભારે પરિમાણ.

૩) જેટલા પૈઆનું જેટલું હલકું પરિમાણ તેથી ૩ ગણા આનાનુ તેટલુંજ ભારે પરિમાણ

૪) જેટલી પાઇનું જેટલુ હલકું પરિમાણ તેટલાજ આનાનું તેટલુજ ભારે પરિમાણ.

૧ આનાનું ૦૫ મણ આવે તો ૧૬ આનાનુ કેટલુ આવે ? જ. ૧૨ મણ. ૧ આનાનુ ૦૫ મણ તો ૧ રૂ નું કેટલું ? જ ૧૨ મણ ૧૨ મણ એટલે કેટલું ? જ. ૧ માણી.

૧ ઉપઆનાનુ ૦૫ મણ આવે તો ૧૬ ઉપઆનાનું કેટલું ? જ. ૧૨ મણ. ૧ ઉપઆનાનું ૦૫ મણ આવે તો ૧ આનાનું કેટલુ ? જ. ૧૨ મણ અથવા માણી. ત્યારે.

એક આના અથવા ઉપઆનામાં ૦૫ મણ, ૦૫ ડઝન, ૦૫ નંગ, ૦૫ મહીનો, ૦૫ આંગળ, ૦૫ ઇંચ, ૦૫ માસો અને ૦૫ ઔંસ ટ્રાય આવે તો એક રૂપીઆ અથવા આનામાં કેટલુ આવે ? જ. ૧ માણી, ૧ ગ્રોસ, ૧ ડઝન, ૧ વર્ષ, ૧ વેત, ૧ ફુટ, ૧ તોલો અને ૧ પૌંડ ટ્રાય આવે માટે

**૧૦) જેટલા આના અથવા ઉપઆનાનું ૦૫ મણ, ૦૫ ડઝન, ૦૫ નંગ, ૦૫ મહીનો, ૦૫**

---

*૧/૨૪ ગુણોત્તરમાં ૧/૧૨ના ગુણોત્તરથી બમણી કિંમત.

૧/૪૮ ગુણોત્તરમાં ૧/૧૨ના ગુણોત્તરથી ૪ ગણી કિંમત.

૧/૯૬ ગુણોત્તરમાં ૧/૧૨ના ગુણોત્તરથી ૮ ગણી કિંમત

